

### શ્રી નાગર બંધારા જાતિ.

## પ્રાચિન

# આજ્ઞાલેખ

પ્રયોજક

**સેવકલાલ પરસોતમદાસ**

મીતી ચૈત્ર શુદ ૫
વિક્રમ સંવત ૧૯૭૦

છપાવી પ્રસીદ્ધ કરનાર.

**કેશવલાલ વિજભુખણદાશ**

ગુરાનપોરી ભાગળ-સુરત.

સુરત ખપાટીઆ ચકલાપર આવેલા મુળચંદ અમીચંદના "સુરત જૈન પ્રિન્ટીંગ પ્રેસ"માં મહુભાઈ ભાઈદાસે છાપ્યું.



# श्री हरि

## तत् सत् श्री परमात्मने नमः

### કવ્વાલી.

શ્રી લક્ષ્મીવર શ્રી કૌસ્તુભધર સારંગ શંખ ધનુર્ધારી,
વ્યાપક છો તમો અણું રણુંમાં રક્ષા કરજો પ્રભુ ગિરધારી.
પારિજાતક કેશ પુષ્પની કર હાર ભારથી તુ લસ્તી,
સુરાપાન મદનયની દ્રષ્ટી અભયની, કરો શકિત હસ્તી.
દીવ્ય ઔષધી કલ્પવિજ્ઞાને સંકલ્પ સિદ્ધ સબળ ધારે,
તે ધનવંતરી જાતિગણોના, સઘળાં રોગો નિવારે.
ચંદ્ર ચુડામણી જે લલાટે, વિષહર વિભુ તમો ત્રીપુરારી,
જ્ઞાને સર્વે ભાઇ ગણોનાં ત્રીતાપ દેજો સંહારી.
કામધેનું કરો પુર્ણ કામનાં સર્વેને સુફલ આપી,
ખાનપાનરસ અર્પો વાંછિત સુખ વિષે મન સ્થીરસ્થાપી.
ઝુલે ઐરાવત રંભા આંગણે નૃત્ય કરે તાના રીરી,
ખુલે ત્રીજોરી રરકારથી સર્વેના રૂણુ સંહારી.
સપ્તમુખોહય એકચક્રરથ ગગન વિષે જેનો ખેંચે,
તે સવિતા. મુજભાઇગણોમાં સન્મતિ પ્રભા કિરણવેહેંચે.
જે દેવોનો અમૃત પર નિર્વાહ કરી અમર પદવીધારે;
તે સર્વે ગણોને સર્વે ઠેકાણે સવે વખતે આવે વહારે.
અષ્ટ સિદ્ધ નવનિદ્ધજ દઇને સર્વે વિઘ્ન હરણ કરજો,
ભક્તિ સંપ સુખજંપજ અર્પી સર્વે જ્ઞાનમાં વિચરજો.
મન ઇચ્છાએ ચઉદ રત્ન બતાવ્યા વાણી સાગરનું મથન કરી,
અમૃત તો દેવોને પાયું અસુરને વિષ પયું શ્રી હરિ.
તે શક્તિ સહાય કરજો સર્વેને ભવસાગરથી લેજો તારી,
શ્રી માં તું એક સંપ બનાવી સેવક વંદે શ્રી કાળી.

વાર્તા વારીધીમાંથી

૨

# ગત્યંતર.

સર્વજ્ઞ સચ્ચિદાનંદઘન સર્વ શક્તિમાન પરમેશ્વરની કેવી આશ્ચર્ય માયા છે ! આશામાં અને આશામા રમી રહેલા મનુષ્યનું જીવન કાળને આધિન થઇ જ્યારે ત્યારે અંકુર ફુટે ત્યારે પાછું તેમનું તેમ ચક્રની માફક ફર્યા કરવું એ માયાનું-દ્રશ્ય ચિન્હ છે.

તેમાં સર્વોત્તમ મનુષ્ય જન્મ એક માયાચક્રના અટકાવ શારૂ શિરોમણી અવસ્થા છે તો તે અવસ્થામા મુક્તિની દિશા તરફ નજર ફેંકવાને આપણા બુજરગો (ધર્મવેત્તાઓ) એ શ્રુતિ રૂપી જે મહાન શ્રમ ઉઠાવ્યો છે તેના જુજ અંશ તરીકે આપણા સંસાર વહેવારની બાબતમાં પણ જાતના રિવાજરૂપી ધોરણની દોરી આજથી સો વરસ ઉપર બનાવી હતી. તે કેવી અનુકુળ હતી તે લેખ મે જોયો ને વાંચ્યો પછી મારી ઉર્મી એનું મનન સઘળા શખસો કરે તો સારૂ એવા વિચારથી તેને પ્રસિદ્ધીમાં મુકવાનું શ્રી શક્તિદેવીએ સુચવ્યુ.

વ્હાલા ભાઇઓ ! બધાં વાંચશોજ ને તેની કીમત કરશોજ તથા તેનુ મનન કરી હાલના સંજોગમાં તેને વધાવી લેવાની કોશીશ થશે એવી આશાથી આ કૃત્યનો જન્મ થયો છે તે હે ઇશ્વરી સફળ કરો.

જ્યારે આજકાલ સમાવર્ત્તન પ્રમાણે જુવાન મગજ કંઇ ઠીક ઠીક શોધ્યા કરે છે ને તેને વાસ્તે પ્રયત્ન કર્યા છતા અપ્રમાણ યુક્ત તથા દંભ ને લોમવિલોમતાના દોષોથી તે યત્ન પરિપૂર્ણ થતો નથી.

જેમ પાઠશાળામાં વિદ્યાર્થી લેખણપાટી વગર વિદ્યાનો લાભ બરોબર મેળવી શકતો નથી તેમ ધારેલો યત્ન ફળીભુત થતો નથી, ત્યારે આપણે વાસ્તે આપણા પુર્વજો તરફથી જે મર્યાદા ( આજ્ઞાલેખ ) ચાલતો આવે છે તેમાં લક્ષ આપવાનું તમનેજ સોંપ્યુ છે, પણ એટલું તો યાદ દેવડાવવું પડશે કે આ કૃત્ય તેમના તરફથી જે થયેલું તે ફક્ત જાતિક્ષેત્રમાં જન્મેલા જીવાત્મા સુદ્ધ સરળ રીતે પોતાનુ જીવન કૃતાર્થ કરે તેનેજ માટે નિર્માણ કરવામાં આવ્યુ હતું પણ જાદવારથળી માટે તેમનો વિચાર નહોતો જો તેમ હોત તો એવુ કૃત્ય કરી શકતેજ નહિ. કારણ વેહેતાને વહેવાદો ને બે ધક્કા વધારે મારો, એવી કેહેવતને અનુસરી બેસી રહે તેજ તે વખતનો રિવાજ વાંચી જોવાથી માલમ પડશે કે, જ્યારે તે વખતે રૂા. ૧) એકનુ દશ શેરનું ઘી તથા ચાર મણની જુવાર હતી ત્યારે પલ્લા, દાપા, કર, અને વેરાનો અંકુશ કેટલો મોટો હતો ને હમણાં જ્યારે રૂા. ૧) નું સવાશેર ઘી ને રૂા. ૧) ની અડધો મણ જુવાર ને તેના પ્રમાણમાં આવકનું સાધન કહેવાય છે ત્યારે ઉપલી બાબતપર અંકુશ એટલો મોટો છે તે જણાઈ આવવા ખાતરજ આ કૃત્યનો જન્મ થયો છે માટે વખતનું જ્ઞાન થયાથી પછી એવોજ નિયમ બને કે આટલું વજન સરખી રીતે તમામથી ઝીલી શકાશે તો તેવા ધોરણ રૂપી ત્રાજવાની તૈયારી કરવા સર્વેના અંતઃકરણ ઘુમાવ્યા કરો એજ હમારી શ્રીદેવી પ્રત્યે પ્રાથના છે તે હે ઇશ્વરી સફળ કરો.

જ્યારે આ વિચારમાં ઉતરી તેને માટે યત્ન શરૂ કરીયે તે પેહેલા સુચવવું પડશે કે જેમને આ પ્રચિન આજ્ઞાલેખની કાનુનો હજુ સુધી ધારણ કરી છે, તે જનોને ધન્યવાદ

આપવામાં આવે છે કે જેમાં વર્ષોના વર્ષો વિતિ ગયા છતાં કાંઇ પણ ફેરફાર થયો નહિ તો તે કાનુનો પણ એક અચળ સિદ્ધજ થઇ ચુકા છે ને તેમા ફેરફાર કરવાનુ કાંઇ છેજ નહિ એ ન્યાય છે, અગર તે ધારણ કરનારાઓની ઉદારવૃતિનુ ચીન્હ છે. જેમ કોઇ વૃક્ષને અવકાશવાલા પ્રદેશમા ફાળવા, ફળવા, ને ફુલવાનું બની શકે છે તેમ અંધકારમય ઠેકાણે તે વૃક્ષને કઇપણ મળી શકતું નથી. પણ ઉલટુ તેના નાશ થવાના ચિન્હો સનમુખ ઉભા થયા કરે છે ત્યારે સાંકડી બુધી રાખી જાતી કલ્પવૃક્ષને ક્ષય પામતુ જોવાને કોઇ પણ શખ્સ આતુર હશે નહિંજ; તો પછી કર લાગા, દપા, વરાના મોટા મોટા બંધ બાંધી તેમાં ગમન કરનારા અનાથ જીવોને ગભરાવી અકરાવી મોટા ખાડામાં ફેકી દેવાની વૃતી રાખવાથી જાતિ કલ્પવૃક્ષ કેટલું ઘટી જશે જેનો વિચાર પોતે પોતાની મેળેજ કરી લેવો તે એ કે આજથી સો વર્ષ ઉપર અમુક અમુક જગ્યાએ વરામાં કેટલો લાડુ વપરાતો હશે, અગર દાળ રંધાતી હશે તે વિચાર કર્યાથી માલમ પડશે કદાચ કોઇ એવો શંકેત ખડો કરશે કે એતો ઇશ્વરી મરજી છે. તે વિચાર તદન ખોટો છે કારણ ઇશ્વરી બુદ્ધી રૂપે સર્વેમાં વ્યાપક છે તે સર્વે ને સમદર્શી છે પણ તેમા પોતાના કૃત્યનુ ત્રાજવું વધઘટ થયા કરે છે ને તે બાબત ઇશ્વરીએ મનુષ્યગણને સોપીજ મુકી છે. જેમ બે વૃક્ષ હોય તેમા એક વૃક્ષને રૂચતુ જળ સીંચન થયા કરે ને બીજાને ગરમ પાણીનુ સીંચન મળે તો નવપલવવૃક્ષ કયુ થશે? તે પોતેજ વિચાર કરી લેશે તો માલમ પડશે કે એ ન્યાય કે અન્યાય?

તો એવી રીતે બધ બાંધી ગરમાગરમ (મોટાઇની ચમક) વિલાશના વિહારમાં સુકાનિઓ અનાથના ઉપર દબાણ કરી આ જાતિજહાજમા ગમન કરતા અનાથને ખડક ઉપર અથડાવી ભુકો કરવાની સ્વાર્થ બુદ્ધીના પરિણામે જાતિવૃક્ષની સ્થીતિ દીનભર દીન કફોડી થતી જાય તેમા કોને દોષ દેવા જેવુ છે?

આદિથી હમણા સુધી ઉપજનો અડસટો લાખો રૂપીઆનો થયો છે જેનો ઉપયોગ જાતિવૃક્ષની ઉન્નતિમા અગર અપંગ, નિરાધાર, અનાથ, નિરૂદ્યમી, વિદ્યા, હુન્નરના કામમા મદદ કરવા એક કાણી કોડી પણ થઇ પડી હશે.?

જેનો જવાબ શ્રી ઇશ્વરી સિવાય કોઇ આપી શકવાનુ નથી.

શબ્દથી સર્વે મનુષ્યને જ્ઞાન પ્રાપ્ત થાય છે. આરંભમાંજ બાલ્યાવસ્થામાં માબાપથી પછી વિદ્યા-ગુરૂથી, ધંધાધારી પુરૂષોથી અને વીશેષમા જેવો જેવો સહવાસ થાય તેવા તેવા શબ્દોમાં ઓળકવા પુરૂષનુ શબ્દજ્ઞાન સંસાર વહેવારના ઉપયોગમા આવેછે, અને તેનુ પ્રથમ મૂળ બી રોપનાર મા પછી બાપ છે અને ત્યાર પછી બીજા બધાનો સમાગમ છે. તેમા જેવી રીતે સારા શબ્દની છાપ પડી હોય તો પરિણામ જનપ્રિયતા થાય છે ને નઠારા શબ્દોની છાપ જનનિંદકતાને પાત્ર થાય છે. સારા શબ્દ અગર નઠારા શબ્દ ઓળખવા માટે એક દૃષ્ટાંત નીચે આપ્યુ છે તે ઉપર સચોટ અસર થશે કે આ વહેવાર સારો ને આ નઠારો છે.

એક સમયે એક બે મિત્ર સાથે થઇ પોતાની સુખ દુઃખની સંસાર સંબંધી જાળની વાત કરતા કરતા નદી કીનારા તરફ ફરવા નીકળી પડયા. વાત ઘણી રસમય થઇ પડી જેથી નદી કીનારે બેસી વિનોદ કરવા લાગ્યા અને સમયને આધાન થઇ લોકોના ઘરની તરફ દૃષ્ટિ ફેંકત ફેન્સી હોટલો રસખાનાંમાં મોજ કરતાં નાટકશાળા તરફ ધુરયા ને નાટકશાળામાં નાટક જોતાં

સવાર થઈ ગયેલી માલમ પડી જેથી બંન્નેએ ઘેર જવા નકી કરી સાથેજ ઘેર ગયા. જ્યારે એક મીત્રનું ઘર આવ્યું એટલે તેને છુટા પડતી વખત "નમો ભગવતે" કરી બીજો મીત્ર ચાલ્યો ગયો, અને તે પણ ઘેર પહોંચ્યો.

પોતાના પતિ રાત વિતિ ગઇ છતાં આવ્યા નહિ, જેથી તે મીત્રની સ્ત્રીએ પોતાના સ્વામી પ્રત્યે નીચેની હકીકત કરી.

વસંતતીલકા.

હે પ્રીય પતિ કહો રજની રહ્યા ક્યા, તૈયાર પાક કરવા કહીને ગયા ક્યાં,
આવે ઘડી અબઘડી રહી વાટ જોઈ, ગઇ મધ્ય રાત્રિ પીયુ તલપેજ રોઇ. ૧
તૈયાર તાબુલ કર્યું મુખવાશ માટે, ઇલાઇચી તજ લવિંગ ભરેલ ઠાટે,
શીશી સુગંધ ચીજ અતરની ભરેલી, અંગે સુમર્દન થવા ધરીનાથ મેલી ૨
શૈયા શુ પુષ્પતણી પ્રીયતમ મેં બિછાવી, ચંપા ગુલાબ જાઇ જુઇ પંખેવી લાવી,
ઉમંગ અંગ ધરી મેં ચક્ષુ ના મિંચી વિતિ નિશા રવિ ઉગ્યો જળ કીર્ણ સીંચી ૩
હે સ્વામી શી કસુર મારી મનમાંજ આવી, માયા મુંકી ભુવનમાં વિચર્યા ગિમાવી,
હે રૂપશ્યામ નવ નેત્રથી દુર રાખો, શો દાશી દોષ પડ્યો સુખેથી ભાખો ૪

જ્યારે બીજા મિત્રની સ્ત્રી તેના સ્વામી પ્રત્યે નીચે મુજબની હકીકત કહે છે.—

આવ્યા હવે હણુકીને રહી રાત આખી, કઇ નોઘેલી જણુતીએ ભુરકીજ નાખી,
આબાકુળું શીદ બકાવી પડી રહ્યા ત્યાં, છે કામ અહીં ન કશું લુમકોજ છે ત્યાં. ૧
શી મારી ફીકર છે તમનેજ વારૂ, આવ્યું ન મોત વેહેલું કેમ ક્ષણ મારૂ,
માબાપને ઉદર પડી હું શીદ ખાલી, દેતાં મુવાને તમને વળી વેઠ આલી. ૨
ઘરમાં ઠર્યા ન પગ બે ઘડી કોઇ દીને, હું વર્તું કુળ લાજથી રોજ બીહીને,
ધિક્કાર છે બળી તમ્હારી ધણીનીજ રીતી, રે જાવ જાવો નર નફ્ટ છે ન ભિતિ. ૩
કાચું તમારૂં દરરોજ ચડેલું દેખુ, સ્વપના મહી કદી સુખ પરણીને પેખ્યુ.
રે! આ બળ્યુ ઘરને વળી વરની વાડી, જાણે પડું જઇ કુવે નદી કે–જ ખાડી. ૪

કવિ–નર્મદ

ઉપલી બંન્ને સ્ત્રીઓએ પોતાના ધણીને જે શબ્દો કહી સંભળાવ્યા તેમાં કયા શારા કિંવા નઠારાં તે વાચકજન પોતેજ સમજી લેશે.

ત્યારે સોચવાનું એટલુજ કે શબ્દની જેવી છાપ તેવી ઉર્મીઓ નિકળી દરેક કર્મ થાય છે. તેમાં સારૂં કીવા નઠારૂં તે સેહેજ ખ્યાલમાં આવશે હવે આવા પતંગ રંગ કરનારા હવે પછીના વખતમાં શું કરશે! તેનો છેવટ જવાબ એજ કે "શ્રી પરમકૃપાળુ ઇશ્વરને સરણ જવું, અને તેનાજ નામ ઉપર બેશી રહી કાળ નિર્ગમન કરતાં જે થાય તે જોયા કરવું ને દૈવ્યયોગે વેઠવાનું આવે તો વેઠયા કરવુ, સિવાય બીજો કાંઇ પણ રસ્તો નથી".

કારણ મેં પુર્વનો એક ઇતિહાસ માહાત્મા સુરદાસજીનો વાંચ્યો હતો તેમાં ચોખ્ખું માલમ પડયું કે ઇશ્વર અનુગ્રહ સર્વેથી મોટી વાત છે.

એક વખત સુરદાસ (બીલ્વમંગળ) એવા મોજશોકમાં ઉતરેલા કે જેની શીમાજ નહિં. બધુ વિવેચન કરવાનો વખત નથી પણ દુનીયામાં નીકળતા એશઆરામના તમામ રંગમાં રંગાઈ

ગયેલા હતા દરમીયાન શ્રી વીષ્ણુને નારદનું આવવુ પૃથ્વી ઉપર થયું ત્યારે નારદે બીલ્વમંગળને જોઇ કહ્યુ કે ભગવાન તમોએ મને કહ્યુ હતું કે હું અધમ ઓધારણ છું કારણ અધમને પણ મુકતી આપું છુ. જ્યારે મેં કહ્યુ કે જીવ માત્રને અંકુશ બોધનો થાય તો જ્ઞાન ઉતપન્ન થઇ મોક્ષ મેળવી શકે તો આપની આજ્ઞા હોય તો હુ બીલ્વમગળને ઉપદેશ કરૂં. ભગવાને નારદની વાત માન્ય રાખી ઉપદેશ કરવા કહ્યું. નારદે પોતાનું ઘણું યુક્તો તંત્ર ચલાવ્યું પણ ખાશડાના માર સાથે શ્રી વિષ્ણુની પાસે આવવુ પડયુ જેથી ભગવાન હશી બોલ્યા કે હવે જોજો. બાદ ભગવાને પોતે બીલ્વમગળ ઉપર દયા કરી એટલે તેનુ હૃદય ભેદાઇ ગયું અને પોતાના કરેલા કર્મનો પસ્તાવો કરી કોઇ માહાત્મા પાસે ગુરૂ કરવા માટે ગુરૂમંત્રનો શોધ કેરતાં એક આશ્રમમાં આવી પોહોચ્યા. અત્રે ભગવાન પણ નારદ સાથે આવી પોહોચ્યાં ને બધી હકીકત જોતા શ્રી વીષ્ણુએ ત્યા પણ માયા રચી નારદને કહ્યું કે હે નારદ મને દરદ પેટમાં ઘણું થાય છે જેનો ઇલાજ એટજ છે કે જો કોઈ મનુષ્યનું કલેજું દબાવવામા આવે તો શારૂ થાય, નહિં તો ઉપવર્ગમાં મારાથી હવે જઈ શકાશે નહિ. જેથી નારદ તુરતજ પોતે પેલા સાધુ પશે તે દવા લેવા ગયો પણ કોઇએ કલેજું આપ્યું નહિં ને બધા સાધુ હશી પડયા ને નારદ ગાંડો એવા શબ્દથી વધાવી લીધો. બાદ સુરદાસજીએ તે સાભળ્યુ જેથી શ્રી ઇશ્વરના નામ ઉપર કલેજું આપ્યું. આશ્રમ રૂપીએ સુરદાસજીને મરેલો સજીવન થયો. જેઇ તરતજ ગુરૂમંત્રનો ઉપદેશ કર્યો. બાદ પ્રાચીન કાળે સુરદાશ પોતે જે રામજણીના પ્રવાહમાં ગુંથાયા હતા, તેને ઉપદેશ કરવા જતાં કોઇ નગરમાં એક વિધવા વાણીયનનો છોકરો મરી ગયલો તેના જોવામાં આવ્યો ને ડાઘુઓ બહાર બેસી રહી પેલી વાણીયણની પાસે છોકરાને સ્મસાનમા લઇ જવા માગતા તે છોકરાની માએ ઘણુ કલ્પાંત કર્યું પણ છોકરો ડાઘુને આપ્યો નહિં. આ વૃતાંત શ્રી ભગવાન ને નારદ જોયા કરતા હતા નારદે બાઇને કહ્યુ કે હવે આ છોકરો મૃત્યુવશ થયો માટે એના શરદાર વાસ્તે આ લોકોને અડકવા દે પણ તે વિધવાએ માન્યુ નહિં ને નારદને કહ્યુ કે તમો મ્હાત્મા છો મારા છોકરાને સજીવંન કરો નારદે ભગવાનને કહ્યુ પણ ભગવાને ના કહ્યુ ને કહ્યુ કે મૃતક જીવ સજીવંન થાયજ નહિ, જેથી નારદ ચુપ થઇ બેશી રહ્યા એટલામાં સુરદાશ ત્યા આવી પહોચ્યા ને બાઇએ તેમને વીનવી ઘણાં કાલાવાલા અતિશય રૂદનથી કર્યા ને પગ પકડી ઉભી રહી, પણ સુરદાશને છોડે નહિ જેથી સુરદાસે કહ્યુ કે બાઇ મારામાં સજીવની વિદ્યા નથી પણ મારા ભગવાનને વીનવુ તો તે કંઇ કરે તે ખરૂ એમ કહી ઇશ્વર સ્તુતી સુરદાસે કરી. છેવટ એ થયું કે ભગવાને પોતાના ભકતનું વચન નહિ ફરવા ખાતર છોકરો સજીવન કર્યો ને ડાઘુ આવેલા પાછા ઘેર ગયા ને સુરદાસ ત્યાંથી ચાલી ગયા. નારદે ભગવાનને પુછયું કે મારાથી છોકરો કેમ સજીવંન થયો નહિં, ત્યારે ભગવાને કહ્યુ તારી પાશે કલેજું હતુ નહિ કે તું માંગવા ગયો. કહેવાનુ તાત્તપર્ય એટલુંજ કે શ્રી ઇશ્વર શરણ ગયા વગર કર્મના બંધમાંથી છુટાતુ નથી. માટે તેનેજ શરણ જવું ને ‘થિયોફિ’ છોડી દેવી એ સૌથી સારો રસ્તો છે પણ આ કૃત્ય શા માટે કર્યું તો તેનો જવાબ એ કે એક વખત ટીપ કરવામાં આવી હતી.[2] જેમાં આશરે ૮૦-૮૫ નો આશરો લખાયો હતો પણ તેમાં રોકડા ફક્ત રૂ, ૧૭ ની પ્રપ્તિ થઇ અને બીજે લાગેલો મોર ખરી ગયો તો રૂા. ૧૭ના જામીન ખાતરજ આ કૃત્યનો જન્મ થયો

છે ને તેમાં ગીરોની કેટલીક રકમ ઉમેરવી પડી છે, એટલુંજ નહિં પણ તે ટીપમાં નામ ભરી માત્ર ઉત્સાહ બતાવ્યો અને રોકડા ગણ્યા એ સર્વે ગૃહસ્થો આભાર માનવામાં આવે છે ને ધન્યવાદ આપવામાં આવે છે કે એવા ઉમંગી જીવોને હે ઇશ્વર! દિર્ઘાયુષ્ય કરજે.

# બારોડેલ સાહેબના ન્યાતના નિયમો.

પા ૧૬૮-૬૯.

પ્રકાર "ખ" અંક ૧૩૬.

## વેહેવા બાબત.

૧. અમારી ન્યાતમાં એ રીત છે જે માંગુ વરની તરફથી જાય

૨. વેહેવા કરવો ઠર્યો ત્યારે વરને ત્યાંથી એક બૈરી ન્યાતની જાય ને કન્યાને ચાંદલો કરે, ને પડો ૧ લાડવાનો સેર ૧। તથા રૂા ૧) રોકડો કન્યાને આપે તથા સાન પલ્લાના અવેજમાં આપે એટલે વહેવા સહી થયો હવે છુટે નહી, ને ન્યાત ગોર તથા કુલગોર તથા પત્ર કાઇ જોઇયે નહીં.

૩ વેહેવા મેળવતી વખતે સાન આપે છે.

૪. કન્યાની ઉમર વરસ ૧થી તે વરસ ૮ સુધી વેહેવા કર્યા વિના ચાલે નહી—નાચારીએ ઉપર થાય.

૫ છોકરીનો બાપ હજર છે ત્યારે છોકરીનો બાપ વેહેવા કરે તથા છોકરાનો વેહેવા તેનો બાપ કરે.

૬. છોકરીનો બાપ ન હોય ત્યારે છોકરીની મા વેહેવા કરે, તે ન હોય તો છોકરીનો દાદો કરે, તે ન હોય તો કાકો કરે.

૭. કોઇ વિધવા બૈરીએ પોતાની છોકરીના વેહેવા કર્યા છે, ત્યાર પછી તેનો દીયર અથવા તેના જેઠથી તોડી શકાય નહિ.

૮. અમારી ન્યાતમાં સાટું કરવાનો ચાલ નથી.

૯. વેહેવા થયા પછી ને લગનથી પ્રથમ કન્યા સાસરે જાય ત્યારે પેહેલે વરસ દીવાળી આદી પાંચ પર્વ—તેમાં સુખડી સેર ૧ લેખે આપે; ત્યાર પછી બીજે વરસથી તે લગન થાય ત્યાં સીધી સુખડી સેર ૦॥ લેખે આપે, જે પર્વ આવે એટલા—અને કદાપી સુખડી નહીં હોય તો તેના રૂા ૩॥ પરણે ત્યારે ઉચકો ચુકાવી આપે સહી, ને કદાપી છોકરી બાળક છે ને સાસરે ન જાય તો તેની ખુશી.

૧૦. વેહેવા થયા પછી તે લગનથી પ્રથમ વરને ત્યાંથી આરણીમાં ઘાલીને રૂા. ૪) રોકડા તથા લાડવાનો પડો સેર ૧। તથા ખાંડ શેર ૧। તથા નાળિએર ૧) તથા સોપારી સાત તથા પાન સાત મોકલે, ને જે બૈરીએ વેહેવાનો ચાંદલો કરેલો છે, તે બૈરી આરણી લઇ જાય, જોડે ન્યાત

ગોર જાય ને ગણપતિ પૂજન કરાવે, ત્યારે ગોરને વરનો બાપ ૭ પૈસા આપે, તથા કન્યાનો બાપ પૈસા ૭ આપે, તથા ત્યાંથી વરના બાપ પાસેથી ગોર રૂા. ૧) લે-પંચાતના દાયાનો, તે પાંચાતનો છે, તથા ચારણીવાળી બૈરીને લાડવા ઘી તથા દુધ સાધણનું કન્યાનો બાપ જમાડે-વાણીવટ જમાડે નહી-ત્યાર પછી જોવા તેડા કરે છે. ત્યારે વરને ત્યાંથી બપોરે બૈરી ૩ ત્રણ સાથે વર જમવા જાય, તેમાં વરની મા તથા માની મા તથા બાપની મા-એ ત્રણે બૈરીને વાણીવટ સુધાં જમાડે, તથા સાંજે બૈરી ૭ જમાડે,-તેમાં બપોરવાળી ફરીથી આવે તે સુધાં ૭-તથા જોવા તેડાને દહાડે કન્યાને ત્યાંથી વરને ઘેર બૈરી ૪ બપોરે જમવા આવે, તેને વાણીવટ સુધાં જમાડે તથા જોવા તેડાને બીજે દહાડે વરને ત્યાંની બૈરી ૮ રીતની જમવા જાય, કન્યાના બાપને ઘેર, વાણી સુધાં જમે તથા તેડવા પ્રથમ વરને ત્યાંથી બૈરી એક રૂા ૨) રોકડા લઇને કન્યાને ઘેર જાય, તે કન્યાને આપે, તે બૈરીને પછી લાડવા ઘી જમાડે, તથા વેહેવા થયાથી પહેલે વરસે દિવાળી આદિ પર્વ પાંચ, વર સાસરે જમવા જાય, બૈરી ત્રણ સાથે જમીઆવે ને પડો સેરનો પાંચે પર્વ લાવે, તથા હોળાનો ફગપો રૂા ૦ાા વરને ત્યાંથી કન્યાને આપે-પહેલે વરસે પછી નહિ

૧૧ અમારી ન્યાતમા વેહેવા ફોક કરવાનો ચાલ નથી ને રૂા. ૧) ને પડો ૧ આપે એટલે સહી થાય.

૧૨ વેહેવા થયો (તે) તુટે નહીં.

૧૩. વેહેવા થયા પછી તે લગનથી પ્રથમ કન્યા અથવા વરને કોઇ દોષ થાય તોએ વેહેવા તુટે નહિ.

૧૪. કોઇ સખસ વેહેવા તોડતો નથી ને અગર તોડે તો ન્યાત બહાર મુકીએ, ને વેહેવા સાબેત રાખીએ, ને તેને ન્યાતની સમજણમાં આવે તે દહાડે ન્યાતમાં લઇએ.

૧૫. વેહેવા થયા પછી ને લગનથી પ્રથમ કન્યા મરી જાય અથવા વર મરી જાય તો પલ્લું પાછુ આપે-ફદમણા વખત ને બીજી રીત કરી હોય તે જાય.

૧૬ વેહેવા થયા પછી લડાઇ થઇ હોય પણ વેહેવા તુટે નહિ એજ રીત છે.

૧૭ અમારી ન્યાતમાં વેહેવા તુટતો નથી, બેઉની મરજી થઈ તોએ વેહેવા તુટે નહી તથા વેહેવા બાબતમાં કોઇ ચુકે તો રૂા. ૦ા થી રૂા. ૫) સુધીનું ગુનેહગારી પંચાત લે, ને તે પંચાતનુ કહ્યુ ન માને તો ન્યાત બહાર મુકે.

પ્રકાર "ખ" અંક ૨૩૬

૧૮ અમારી ન્યાતમાં વેહવા તુટતો નથી ને બેઉની મરજી થઇ તોએ વિવાહ તુટે નહીં તથા વિવાહ બાબતમાં કાંઈ ચુકે તો રૂા. ૦ાથી તે રૂા. ૧૨ સુધી ગુનેહગારી પંચાતવાલા લે, ને તે પંચાતનું કહ્યુ ન માને તો ન્યાત બહાર મુકે.



## પલ્લાં બાબત

૧ અમારી ન્યાતમાં પલ્લાંનો આંકડો રૂ. ૭૫) અંકે પંચોતેરનો છે અસલથી તે આજ સુધી.

૨ અમારી ન્યાતમાં ઘરેણું કરે છે તેમા રૂ. ૧૫)ના લંગર તથા રૂ. ૧૦ની આંહિ, તથા રૂ. ૨૫ ના તુલસી પાટીઆ તથા રૂ. ૨૫)ની માળા હેમની જુમલે રૂ ૭૫ નું કરે છે.

૩ અમારી ન્યાતમાં પલ્લું રૂપાનું તથા સોનાનું તેને આંકડો ઉપલી કલમમાં આવ્યો. રોકડા આપવાનો ચાલ નથી, સાન આપેછે ને તે સાનજે દહાડે જણુસો કરાવે તે દહાડે પાછી લે છે.

૪. પલ્લું જે આપે છે તે વિવાહ મેળવતી વખત આપે છે, તેમાં કાંઇ બાકી રહેતું નથી પલ્લું આપે અથવા અવેજ આપે.

૫, વિવાહ વખત આપે છે લગન સારૂ બાકી પલ્લું રાખતાં નથી ને ટીપ કરવાનો ચાલ નથી. ને સાહેદી તો વિવાહ કરવા બૈરી જાય છે તે.

૬. સકાંકણીનો ચાલ નથી તો શું ?

૭. કોઇ સખસની ઉમર ઘણી મોટી હોય તે સખસનું પલ્લું રૂા. ૧૦૦) અંકે સોનું ને એ બે રકમમા જે વધારે કરે તેને ન્યાત પુછી શકે છે.

૮. કોઇ સખસનો દીકરો રોગી હોય અથવા અપંગ હોય વા બીજી કાંઇ શરીરે ખેડ હોય તો તેનું પલ્લું ન્યાત રીત કરતાં વધારે આપે છે તેને ન્યાત પુછી શકે નહીં.

૯. એજ પ્રમાણે છોકરાના હાલ હોય ત્યારે તેનો બાપ ઓછે પલ્લે વા વગર પલ્લે પરણાવે તેમાં તો બંનોની ખુશી પ્રમાણે.

૧૦. છોકરી જ્યાં સુધી સાસરે વળાવી નથી ત્યાં સુધી છોકરીના માબાપના કબજામાં રહે છે, ને જ્યારે સાસરે વળાવે ત્યરે સાસરીયાના કબજામાં રહે છે, પણ એ ઉપર હક બાઇનો છે;

૧૧. પરણ્યા પછી અથવા પેહેલાં પલ્લાં સિવાય ધણીને ઘેરથી જે મળ્યું હોય તે ઉપર ધણીનો હુકમ છે, અથવા પિહેરથી તથા મોશાળથી જે કાંઈ મળ્યું હોય તે ઉપર બૈરીનો હુકમ છે.

૧૨. પેહેરવા સારૂ ધણી વિગેરે લોક ઘરેણું આપે તે પલ્લામાં ગણાતું નથી.

૧૩ કોઇની પસેથી અથવા મેહેનત મજુરી કરીને પૈસો પેદા કર્યા હોય તે ઉપર ધણીનો હુકમ ચાલે છે.

૧૪ જે પલ્લું બૈરીને આપ્યું છે તે ધણીની મરજી વિના કોઇને આપી શકે નહી અથવા ખરચી શકે નહી; તેમાં અથવા સાવકી મા પોતાના પલ્લાનો ખરચ કરે તેમાં દીકરો અટકાવે નહી, પણ ક્રિયા કરવા જેટલુ રાખીને ખરચે.

૧૫. બૈરી પાસેથી ધણી જબરદસ્તીથી પલ્લું લઇ શકે નહી.

૧૬. બૈરી પાસેથી ધણી પલ્લું ખરચ કરવા લે તો રાજીથી લે ને મળે તો પાછું આપે, ને નહિ મળે તો કંઇ નહિ.

૧૭. ધણી પલ્લાના અવેજમાં પોતાનું ઘર ધણીઆણી ને લખી આપે, ને ધણીને મળે તો પલ્લાંની કીંમત આપીને ઘર પાછું લે,–ને વારસોથી પાછું નહિ લેવાય.

૧૮. અમારી ન્યાતમાં પલ્લું સાહુકારને ઘેર મુકવાનો ચાલ નથી.

૧૯; અમારી ન્યાતમાં તજવાનો ચાલ નથી.

૨૦ ધણીઆણી મરી જાય ત્યારે પલ્લુ તથા વાપરતાં રહ્યાં હોય તે લુગડાં પાછાં આપવાં, ઉઠમણા વખત નવમે દહાડે, ને રીતભાત કરી હોય તે જાય, ને દેહેજના રૂ૦ ૧૮) વરને પાછા આપે

૨૧. ધણીઆણી મરી જાય ને તેને છોકરો હોય ત્યારે પલ્લું ધણીને આપે, પણ દેહેજ પાછું આપે નહી.

૨૨. છોકરી હોય તોએ પણ એકવીસમા કલમ પ્રમાણે આપે.

૨૩ ખાવા લીધાનો ચાલ નથી

૨૪. અમારામા ગજવે આપવાનો ચાલ નથી.

૨૫. હરેક કામમા પેહેરામણી આપે છે તે પાછી આપવાનો ચાલ નથી.

## લગ્ન બાબત.

૧ કન્યાની ઉમર વરસ કથી તે વરસ ૧૧ સુધી(મા) પરણાવ્યા વિના ચાલે નહીં, ને નાચારીએ એ ઉપરાંત થાય

૨ અમારી ન્યાતમા ઘટારત છે ત્યા વિવાહ કરીએ છીએ, સગાત્રહાલામા થતો નથી.

૩ કોઈ સખસ પોતાની બૈરી જીવતાં અથવા મુઆ પછી તેની બેહેનને લાવી શકે છે.

૪. કન્યાદાન આપવાનો માબાપનો અધિકાર છે, ને તે ન હોય તો કાકાનો અધિકાર છે, ને તે ન હોય તો ભાઈઓનો અધિકાર છે, ને તે ન હોય તો જે છોકરીનું ભરણપોષણ કરતો હોય તેનો અધિકાર છે, ને કન્યાને માહેરામા મામો પધરાવે છે.

૫. અમારી ન્યાતમાં એક દહાડે બે કન્યા પરણાવે છે ને ચોરી બે જુદી જુદી થાય છે ને કન્યા પરણે ત્યારે રૂ૦ ૨) પચાતનું દાપુ છે તે વરના બાપ પાસેથી ગોર લે છે, ને રૂ૦ ૧) ન્યાત ગોરનુ દાપુ છે તે વરના બાપ પાસેથી લે છે, ને રૂ૦ ૦ા સુરતી ગોર કન્યાના બાપ પાસેથી લે છે.

૬. લગન જારી થયું ને છોકરાના બાપે પલ્લું નહીં ભર્યું હોય તો બેહુની ખુશીથી તે પરણ્યાનું કામ અટકતું નથી.

૭. અમારી ન્યાતમા એક બૈરી ઉપર બીજી બૈરી કરે તે પંચાતનું દાપુ રૂ૦ ૨૭) અકે સતાવીસ રોકડા આપે તથા ન્યાત ૧ જમાડે સહી; એ રીત છે. ને મુખ્ય બૈરી પહેલી છે.

૮. પહેલી બૈરી જીવતાં બીજી બૈરી કરે તો પેહલી બૈરીની રજા જોઇએ નહીં, ને તેને કાંઇ આપવું નહી જોઇએ પણ અન્ન વસ્ત્ર આપે છે

૯. પેહેલી બૈરી પોતાના ધણીને બીજી બૈરી કરવાની ના કેહે તોએ બીજી બૈરી કરી શકે છે—કારણથી અથવા વિના કારણથી.

૧૦. પેહેલી બૈરીને કાંઇ છોકરૂ થયું અથવા ન થયું તો બીજી કરે, કાંઇ ઉમરનો નિયમ નથી.

૧૧. અધરણી જે બૈરીની આવે છે તેની રીત એ છે જે પીયેરીઆ મોસાળુ રૂ. ૧૮) નું કરે તે હક જમાઇનો છે ને બીજુ વધારે કરે તે પોતાની છોકરીનું ને તે દીવસે બપોરે કન્યાના બાપના આદમી બાર જમાડે તથા સાંજે આદમી અઢાર જમાડે—વરના બાપને ઘેર

જુમલે માણુસ ૩૦-તથા વરને ત્યાંથી રૂ. ૫) નું કાપડું કન્યાને કરે, એ રીત છે. ને બૈરીના માબાપ ન હોય તો તેના સગા રૂ. ૧૨) નું મોસાળું કરે તો રૂ. ૩) નું કાપડું બૈરીને વરવાળા કરે ને બપોરે આદમી ૮ જમાડે ને સાંજે આદમી ૧૨-જુમલે આદમી ૨૦ જમાડે વરને ઘેર. ને કદાપી કોઇને મોસાળું કરવાનું નહી મળે ને નાચાર છે ત્યારે અખ્યાનું મોકલે તે રાખે સહી, પણ વરવાળા માણુસ જમાડે નહી. પણ કન્યાનો બાપ ફુલેકું માણુસ ૨૦ સાથે વરને જમવા તેડે

૧૨. છોકરી મોટી થાય પછી તે સાસરે જાય છે, આશરે વરસ ૧૪ ની થાય ત્યારે વળાવે છે ત્યારે સાસરીયાં રૂ. ૧૩ ના લુગડા કરે તથા વેહેવા મેળવતી વખતે જે લંગર કર્યાં છે તેને ભંગાવીને રૂ. ૧૩ ના કલ્લા કરાવે ને કદાપી કોઇ પાછા લગર કરે તો વરનો તથા કન્યાનો બાપ રૂ. ૨—બેહુ મળીને જુમલે રૂ. ૪) પચાતના દાપાના ન્યાતગોરને આપે. તથા વિવાહ મેળવતી વખત જે બાંહે કરી હતી તે વરના બાપને પાછી આપે ને તે ભંગાવીને રૂ. ૧૭ ની સોનાની જણસ કરાવી આપે, ને કન્યાને પછી તેડી જાય ને સાસરે ગયા પછી સાસરીયા પિહેર જવા દે ને જમવા ગઈ હોય તો જમીને પાછી આવે. ને કદાપી રહેવા ગઇ હોય તો પાંચ દહાડા રહીને પાછી આવે ને છોકરૂ થાય ત્યારે પિહેર રહેવાનો ચાલ નહિ, પણ ખરે અટકાવે રહેવું પડે તો રહે છે; ને અટકાવ પુરો થાય ત્યારે પાછી આવે; ને બાઈ પિહેર રહેલી છે ને ખરે અટકાવે ધણી તેડવા જાય તો બૈરીથી પિહેર રહેવાય નહી, ધણીની સાથે આવે, ને કદાપી બાઇ ન આવે તો તેને પચાતના લોક પુછી શકે છે. ને ઉપરની રીતભાત જે કાઇ લખી છે ને વરના બાપને મળતર નથી ને નાચાર છે ને પચની નજરમાં એવું આવ્યુ કે મુકરર નાચાર છે તો પચ વરસ પદરની થયા પછી વગર રીતે ધણીને ઘેર મોકલાવે છે, ને તે પંચાતનુ કહેલું ન માને તો પચ તેને પુછી શકે છે.

૧૩. કોઇ બૈરીની મા જીવતી છે અથવા મરી ગઇ હોય ને મોસાળીઆ જમવા તેડે તો જમીને પાછી આવે, તેમાં કોઇથી અટકાવ થાય નહિ.

૧૪. લગન કરવા તે અમારામાં કન્યાનો બાપ કહેવડાવે વરને ઘેર એટલે લગન કર્યા વિના ચાલે નહીં. પછી વરનો બાપ જોશીને તેડીને પુછે ને સારૂ લગન આવે તે દીવસે લગન કરે ને લગનના બે દહાડા આગમજ સાંજ સવાર ન્યાતના બૈરાંને બોલાવીને ગીત ગવડાવે ને પછી બૈરાં દીઠ સોપારી પાંચ પાંચ આપે. એ પ્રમાણે વર તથા કન્યાવાળા બેહુ જણ ગીત ગવડાવીને આપે છે. તથા વરને ત્યાંથી દહેજના રૂ ૨૨) મોકલે છે તથા રૂ ૨ ઘાટડીના જુમલે રૂ. ૨૪ મોકલે. તથા પડા લાડવાના બે શેર ૧। સવા જુમલે શેર ૨॥ તથા ખાંડ શેર ૧। તથા નાળિએર ૧ એ સર્વે કન્યાને ઘેર આપે તથા કન્યાને ઘેરથી વરને ઘેર કલૈવો મોકલે છે તેમાં થાળી ૧ કાંસાની તથા ઘડો ૧ તાંબાનો બેહુ મળી જુમલે શેર ૫। વરને ઘેર મોકલે ત્યારે વરને ઘેરથી ન્યાતના બૈરાંને સોપારી પાંચ પાંચ આપે તથા વર વહુ પરણ્યા પછી વરના આદમી જમાડે સોદરણુ આદમીને, ને પછી વરવહુને વળાવેછે. ત્યાર પછી ગોરવ આપે કન્યાનો બાપ ત્યારે વરના આદમી ૬૦ જમાડે ત્યારે વરનો બાપ રૂ. ૨॥ કન્યાના બાપને આપે. ત્યાર પછી વરવહુને વળાવે ત્યારે વરના બાપને રૂ૦ ૨) આપે તથા દેહણીઆના વરના ઘરના આદમી ૧૫ જમાડે કન્યાને ત્યાં તથા કન્યાના આદમી ૧૦ વરને

ઘેર જમાડે. તથા વરએડીઆ આદી બીજી રીતનો રૂ૦ ૧) કન્યાને આપે, પછી વરને રૂ૦ ૦ાનું વેળીયું કન્યાનો બાપ આપે.

### બીજા તડનો સુધારો.

૭. અમારી ન્યાતમાં એક બૈરી ઉપર બીજી બૈરી કરે તે ધણી ન્યાત એક જમાડે સહી. એ રીત છે; ને મુખ્ય બૈરી પેહેલી છે.

૧૨. છોકરી મોટી થયા પછી તે સાસરે જાય છે. આણે વરસ ૧૪ની થાય ત્યારે વળાવે છે ત્યારે સાસરીયા રૂ૦ ૧૩ના લુગડાં કરે તથા વિવાહ મેળવતી વખત જે લંગર કર્યા છે તેને ભંગાવીને રૂ૦ ૧૩)ના કલ્લા કરાવે ને કદાપી કોઇ પાછા લંગર કરે તો વર તથા કન્યાનો બાપ રૂ૦ ૨) બેઉ મળીને જુમલે રૂ૦ ૪) પંચાતને આપે. તથા વિવાહ મેળવતી વખત જે બાંહે કરી હતી તે વરના બાપને પાછી આપે ને તે ભંગાવીને રૂ૦ ૧૭ની સોનાની જણુસ કરાવી આપે, ને કન્યાને પછી તેડી જાય ને સાસરે તેડી ગયા પછી સાસરીયા પિહેર જવા દે ને જમવા ગઇ હોય તો જમીને પાછી આવે કદાપી રહેવા ગઈ હોય તો પાંચ દહાડા રહીને પાછી આવે ને છોકરૂ થાય ત્યારે પિહેર રહેવાનો ચાલ નહિ. પણ ખરે અટકાવે રહેવું પડે તો રહે છે ને અટકાવ પુરો થાય ત્યારે પાછી આવે ને બાઈ પિહેર રહેલી છે ને ખરે અટકાવે ધણી તેડવા જાય તો બૈરીથી પિહેર રહેવાય નહિ, ધણી સાથે આવે. કદાપિ બાઇ ન આવે તો તેને પંચાતના લોક પુછી શકે, ને ઉપરની રીતભાત જે કાંઈ લખી છે તે વરના બાપને મળતર નથી ને નાચાર છે તો વેહવાઇને વર વાયદો કરીને હરેક તરેહથી સમજીને તેડી જાય.

## તજવા બાબતનો.

૧-૭. અમારી ન્યાતમાં તજવાનો સિરસ્તો નથી તો બીજું શું લખીએ. ?

## નાતરા બાબત,

૧. અમારી ન્યાતમાં નાતરૂં કરવાનો ચાલ એ છે જે વસ્ટાળું કરવા ન્યાતની બૈરી જાય; ને કહે કે ફલાણા જોડે નાતરૂં કરશે, ને તે હા કહે તો રૂ. ૧) બાનામાં આપે એટલે સહી થયું; પછી ફરે નહિ. ને પલ્લું રૂ. ૧૫૧) નું તુરત કરે ને પછી નાતરૂં કરે, ને પંચાતનું દાપું રૂ. ૭) સાત ન્યાતગોરને પંચની તરફના આપે પછી નાતરૂં કરે—એ રીત છે; તથા ધણી ગુજરી ગયો ને તેજ વરસમાં બૈરી નાતરૂં કરે તો રૂ. ૨૫) પંચાતના તથા રૂ. ૨) ન્યાતગોરના જુમલે રૂ. ૨૭) ન્યાતગોરને નાતરાનો કરનાર આપે તથા રૂ. ૦ાા સુરતીગોરનું દાપુ છે—રકમ બે રૂ. ૭) તથા રૂ. ૨૭ ઉપર ને રૂ. ૭) ની રકમ ઉપર ન્યાતગોરનો રૂ. ૧) દાપું છે. તથા માથુ ઓડાવેલી બૈરી નાતરૂ કરે તેની પાસે રૂ. ૧૦) તકસીરના તથા રૂ. ૭) પંચાતના દાપાના તથા ન્યાતગોરનો તથા સુરતીગોરનો રૂ. ૧ાા દાપાનો જુમલે રૂ. ૧૮ાા આપે.

૨. અમારી ન્યાતમાં છેડો ફાડવાનો ચાલ નથી. ધણી ગુજરી ગયા પછી નાતરૂં કરે અથવા ધણી નામરદ હોય ને પંચ રજા આપે તો છેડો ફાડે.

૩ જેનો ધણી પરદેશ ગયો હોય ત્યારે તેની બૈરી વરસ ૧૨ સુધી વાટ જોઇને પછી નાતરૂં કરે, પણ ચુડી કર્મ કરીને

૪. અમારી ન્યાતમાં મરદ તથા બૈરીથી કુવારા નાતરૂ થાય નહી ને કરે તો પંચ તેને પુછી શકે છે.

૫. અમારી ન્યાતમાં નાતરૂ કીધું તે ફરી સક નહી

૬. અમારી ન્યાતમાં નાતરૂં કરતી વખત રૂા ૧૫૧)નુ પલ્લુ આપે છે.

૭. ધણી જીવતા ધણીઆણીનો છેડો ફડાય નહિ.

૮. ધણી મુઆ પછી નાતરૂ કરે ત્યારે પહેલા ધણીનું પલ્લું મરનારના વારસને પાછું આપે સહી.

૯. ધણી મરી ગયા પછી નાતરૂં કરે ત્યારે મરનારના વારસની ફારગતી નહી જોઇએ.

૧૦. નાતરૂં કરતી વખત પલ્લું પાછું આપે, ને ખરચ બાદ થતો નથી. ને જણસોનો ઘસારો મુજરે આપ્યામાં આવતો નથી.

૧૧. ધણી મરી ગયા પછી નાતરૂં કરે, ને મરનાર છોકરા નાના હોય તો માની સાથે જાય, તે મોટા થાય ત્યારે બાપના ઘરમા રહે.

૧૨. પરણેલી બૈરીના છોકરાં થયાં તથા નાતરાની બૈરીના છોકરાં થયા ત્યારે વારસો લેવામાં બનેનો હક બરાબર છે.

૧૩. પહેલી બૈરી જીવતા બીજી બૈરી લાવી શકે છે.

૧૪. બૈરી નાતરે જાય ને તેને દીકરી હોય ત્યારે તેનુ પલ્લું દીકરીને વાસ્તે તેના વારસ રાખે છે.

૧૫. નાતરાના સવાલ ઉપર આવી ચુકયા બીજા નથા

## બીજા તડનો સુધારો.

૭. અમારી ન્યાતમાં નાતરૂ કરવાનો ચાલ એ છે જે (જે) વસ્ટાળુ કરવા ન્યાતની બૈરી જાય ને કહે જે ફલાણા જોડ નાતરૂં કરશે ને તે હા કહે તો રૂા ૧) બાનામાં આપે એટલે સહી થાય પછી ફરે નહિ ને પલ્લુ રૂા ૧૫૧)નું તુરત કરે, ને પછી નાતરૂં કરે, ને પંચાતનું દાપું રૂા. ૭) ન્યાતના ગોરને પંચાતની તરફના આપે પછી નાતરૂં કરે એ રીત છે. તથા ધણી ગુજરી ગાયો ને તેજ વરસમા બૈરી નાતરૂં કરે તો રૂા. ૨૬) પંચાતના તથા રૂા. ૧) ન્યાત ગોરના દાપાનો જુમલે રૂા. ૨૭ ન્યાત ગોરને નાતરાનો કરનાર આપે; તથા રૂા. ૦ાા સુરતી ગોરનું દાપુ છે. રકમ એ રૂા ૭) તથા રૂા. ૨૭ ઉપર ને રૂા. ૭) ની ઉપર ન્યાત ગોરનું રૂા. ૬) દાપુ છે; તથા માથું બોડાવેલી બૈરી નાતરૂં કરે તેની પાસે રૂા. ૧૦) દશ તકસીરના તથા રૂા ૭) પચાતના દાપાના તથા ન્યાત ગોરને રૂા. ૧) તથા સુરતી ગોરને રૂા ૦ાા દાપાનો જુમલે રૂા૦ ૧૮ાા આપે.

૯. ધણી મરી ગયા પછી નાતરૂં કરે ત્યારે મરનારના વારસની ફારગતી ન જોઇએ, પણ પહેલાં ધણીનો જે કાંઇ માલ હોય તે તેના વારસને આપીને નાતરે જાય,

# અન્ન વસ્ત્ર બાબત.

૧. કોઇ સખસ આંધળો, તથા લુલો, પાંગળો તથા ઠુંઠો વિગેરે એવી તરેહથી દોષવાળો હોય ત્યારે તો પેટમા પેટ ભરણુ પોષણુ કરે સહી.

૨. કોઇ સખસ પોતાની બૈરીને કહાડી મુકતો નથી. ને કદાપી બૈરીને બેજા ચાલથી દેખે ને ધણીની મરજીમાં ન રહી શકે ત્યારે કહાડી મુકે, તેથી ખરચ આપવામાં આવતો નથી ને બૈરી દીલસાથે વિચાર કરીને કહેવડાવે કે હું તમારી મરજી માફક ચાલીશ ત્યારે પોતીકી તજવીજ કરીને તેડાવે, ને ઘરમાં રાખે ને ખવડાવે સહી.

૩ કોઇ સૌભાગ્યવતી બૈરી છે તેને પલ્લામાંથી ભરણુ પોષણુ કરવું પડતું નથી, ધણી પેટ ભરે છે, ને બેજા ચાલથી દેખીને કહાડી મુકે છે ત્યારે મેહેનત કરીને પેટ ભરે છે અથવા કોઈ વિધવા બૈરી છે તે અમારામા નાતરૂં કરે છે, વાસ્તે પલ્લુ ખાધામા નથી આવતુ. ને વિધવા બૈરીની ઘણી મોટી ઉમર થઇ છે ને નાતરે જવા જોગ નથી ત્યારે પોતીકું પલ્લું વાપરે સહી, ક્રિયા જેટલુ રાખીને

૪ કોઇ શખસ વેંહેચણુ કર્યા વીના માલ પેદા કરીને મરી ગયો ત્યારે તેની ધણીઆણીને દીકરો હોય તો બરાબર હીસ્સો મલે ને કદાપી દીકરો ન હોય તો ભાગદાર ભરણુ પોષણુ પુરૂં કરે સહી.

૫. માથા ઓળવાનો ચાલ નથી તો લખીએ શું ?

૬ કોઇ સખસ પોતાના દીકરાને નાલાયક જાણીને ઘરમાંથી કાઢી મુકે ને તે સમર્થ છે તો પેદા કરીને ખાય, ને નાચાર છે તો ભરણુ પોષણુ કરે.

# ક્રિયા બાબત

૧. અમારી ન્યાતમાં મરવાની ક્રિયા જે કરે છે તે બ્રાહ્મણના કહ્યા પ્રમાણે કરીએ છીએ, કોફીલમત અમારામાં નથી.

૨. કોઇ શખસ મરનારની પ્રથમ પોતીકી જીવત ક્રિયા કરે છે, ત્યારે ન્યાત ૧ જમાડે છે ત્યારે ન્યાતમાંથી રૂ૦ ૭) રોકડા અબોટિયાના કરીને આપે છે, ને તે મુઆ પછી તેના વારસો સરવણી સરાવીને બારધડા ભરે છે.

૩. મોટાભાઇની ખુશી વિના નાહનો ભાઇ બાપની ક્રિયા ન કરે, બેહુ સમજીને કરે; ને મોટો ભાઇ ગામ ગયો હોય તો નાહનો ભાઈ ક્રિયા ખરચ કરે, ને બાપના માલમાંથી મુજરે લે

૪. આગ મુકવાનો મોટા દીકરાનો અધિકાર છે, ને તે ન હોય તો નાહનો ભાઇ તથા વારસ મુકે, ને વારસ ન હોય તો દોહિત્ર આગ મુકે, ને સર્વે ક્રિયા કરે.

૫ સપિંડીકરણુ કેહેતાં બારમું મોટો ભાઇ કરે, ને મોટાભાઇને અટકાવ આવે તો નાહનો ભાઇ કરે ને સુતક વિગેરેનો અટકાવ આવે તો અટકાવ ગયા પછી કરે.

૬. બૈરીને ક્રિયા કરવાનો અધિકાર નથી મરનારના ભાઇ ક્રિયા કરે તથા ભત્રીજો તથા કુટુંબી જે કોઇ હોય તેની પાસે ક્રિયા સરાવે છે.

૭ ક્રિયાખરચ કરવામાં સર્વ ભાગદારોની રજા જોઇએ ને તે સર્વ સમજીને ક્રિયા ખરચ કરે, પોતે એકલાની સમજણુથી વધતું ખરચે તો મુજરે નહિ આપે, કહ્યા મુજબ મુજરે આપે

૮. વારસ છતાં કોઇ અત્રાપિ ક્રિયા કરે તો તે ક્રિયા કર્યાથી વારસ નહિ કહેવાય.

૯ કોઇ બૈરી માણસ મરી જાય ત્યારે તેની ક્રિયા ધણીના કુળમા પોહોચે છે, બાપના કુળમાં નથી પહોંચતું.

૧૦ કોઇ સખસને પોતાની માના કુળમાંથી વારસો મળ્યો છે ને તે બાપના કુળના વારસો નહિ જાય તોએ પણ ક્રિયા બાપના કુળવળા કરે, ને ખરચ મરનારના માલમાંથી લે.

૧૧. અમારી ન્યાતમાં ક્રિયાના લાહાણુંનો ચાલ એ છે જે જો મળે તો લાહાણું ન્યાતમાં વેહેંચે, નહીં મળે તો કંઇ નહિ

૧૨. ક્રિયા બાબતમાં ખરચનો આંકડો મુકરર નહિ, મળ્યા પ્રમાણે ખરચ કરે છે.

૧૩. મરનારની પછવાડી અગિયારમાથી તે વરસી સુધી ન્યાત જમાડવાનો કાંઇ ચાલ નથી, મળે એટલું ખરચે છે, નહિ મળે તો કાંઇ નહિ

૧૪. ભાઇઓએ વેહેંચણુ કરી ત્યાર પછી સમચરી આવે તે મોટાભાઈ કરે વા નાહનો ભાઇ કરે, ગમે તો બેહુ સમજીને કરે, ગમે તો જુદા જુદા કરે, એમાં કાંઇ મુકરર નથી.

## વારસા બાબત.

૧. કોઈ સખસ ભાઇઓથી વેહેંચણુ કરીને અપુત્ર મરી ગયો ત્યારે બૈરી વારસ છે, ને તે ન હોય ત્યારે દિકરી વારસ છે, તે ન હોય તો દીકરીનો દીકરો વારસ છે, એ ચાલ છે. ને એ માલ દીકરીનો દીકરો ગુજર્યો ત્યારે તેના મોસાળના કુળમાં પાછો જાય છે.

૨. મરનાર સખસની બૈરી વારસ છે.

૩. કોઇ સખસને મોસાળથી વારસો મળ્યો ને પછી તે સતાન રહીત મરી ગયો ત્યારે તેની બેહેન વારસ થાય

૪. એક બૈરીને પોતાના બાપની પાસેથી વારસો મળ્યો, સ્થાવર તથા જંગમ, ને પછી તે બૈરી સંતાન રહીત મરી ગઇ ત્યારે તે માલ પોતાના બાપના કુળમા પાછો જાય, પણુ મરનારની ખુશી હોય તો પોતાના ધણીને બક્ષીસ કરે તેમાં કોઇનો અટકાવ ચાલે નહિ.

૫ ભાઇઓ એકઠા છતા એક ભાઇએ પોતાની જાત કમાઇથી પૈસા પેદા કર્યા છે, બાપના પૈસાની મદદ વિના, ને પછી તે પેદા કરનાર અપુત્ર મરી ગયો ત્યારે તેની ધણીઆણી એકઠી રહે તો અનવસ્ત્ર આપે, ને જુદી રહેવા ચાહે તો બરાબર હિસ્સો લઈ શકે છે, ને પછી નાતરે જવા ચાહે તો પાછો ધણીના વારસને હિસ્સો હવાલે કરે છે.

૬. કોઈ મરનાર સખસને મા છે તથા બૈરી છે, એ સિવાય બીજું કોઇ નથી ત્યારે મરનાર સખસની માને વારસો પહોંચે છે, ને બૈરીનુ મા ભરણુપોષણુ કરે, મા મુઆ પછી વહુ વારસ છે.

૭. કોઈ સખસને વારસો લેવાનો હક છે, ને તે આંધળો અથવા લુલો છે વા બીજો કોઇ સબબ છે તો વારસો બરાબર મળે, ને અગર તે કાંઇ બદફેલી ચાલતો હોય તો તેનો વારસો તેના વારસ પાસે રહે, ને તેમાંથી વારસ તેનું ભરણુપોષણુ કરે.

૮. કોઈ સૌભગ્યવતી બૈરી મરી જાય ત્યારે તેનું પલ્લું તેનો ધણી લે, ને મોસાળનું હોય તે પાછું મોસાળમાં જાય, અથવા વિધવા થઇને બૈરી મરી જાય ત્યારે તેના ધણીના કુલવાળા તેનું પલ્લું લે ને મોસાળનું આવ્યું હોય તે મોસાળવાળા લે.

૯. સકાંકણીનો ચાલ નથી તો શું લખીએ ?

૧૦. ગોરપદુ અમ લોકોને ગટતું નથી.

૧૧. કોઈ સખસ પતિત થયો ને ન્વાતે ન્યાતબહાર મુકયો તે સખસને જંગમમાંથી વારસો મળે છે.

૧૨. કોઇ સખસે પોતાના છોકરાને નાલાયક જાણીને ઘરમાંથી કાહડી મુકયો છે, ને એકજ દિકરો છે તો વારસો પોહોચે છે ને વત્તા દિકરા હોય તો જે કાંઇ બાપનો માલ કાહાડી મુકયા પછી બીજા દિકરા પેદા કરવા લાગ્યા તેમાં હિસ્સો પોહોંચતો નથી

## વેહેંચણ બાબત.

૧ અમારી ન્યાતમાં વહેંચણ કરે તો ફારગની જોઇએ.

૨ વેહેંચણ કરે તો ગમે તેને બોલાવે, પડોસી અથવા સગાવહાલા યા ન્યાતવાળા યા બીજા કોઇને બોલાવીને વેહેંચણ કરે તેની સાહેદી કરાવે છે.

૩ વેહેચણ કરે એટલે ફારગતી કરીએ છઇએ, એટલે કજીઓ થાય નહિ એટલે વેહેંચણ માલમ પડી

૪. વેહેચણ કીધા પછી દેવ પુજા તથા સમચરી વિગેરે ધર્મનું કામ આવ્યું હોય તો ગમે તે ભાઇ કરે વા જુદું જુદુ કરે, ગમે તો સમજીને એકઠું કરે, એમાં કાંઇ મુકરર નહિ

૫ એકઠાં રાંધે ને લાહાણુ જુદું લે છે વાસ્તે જુદા કહેવાય છે અથવા જુદા રાંધી ખાય, ને લાહાણુ એક લે છે તે એકઠા કહેવાય છે.

૬. એનો જવાબ ઉપરની કલમ ૫ માં આવેલો છે.

૭. એક ભાગદારે પોતાની મેહેનતથી કાંઈ નવો માલ પેદા કર્યો ત્યારે વેહેચણ કરવા-માં બીજા ભાગદારને હિસ્સા બરાબર છે, સાથી જે એકઠાં રહે છે.

૮. એક ભાગદારે પોતાની મેહેનતથી બાપદાદાની મીલકત તથા વતન વિગેરે પાછું લીધું તેમાં બીજા ભાગદાર લેવા ચાહે તો પેહેલા ભાગદારના ખરચના પઇસા કહાડતાં વધે તેમાંથી હિસ્સા વેહેચી લે.

૯ ચાર પાંચ ભાગદાર છે તેમાંથી એક સખસ પોતાનો હિસ્સો માંગે ત્યારે બીજા ભાગદાર તેનો હિસ્સો આપે સહી.

૧૦ એક ભાગદાર પરદેશ ગયોને બીજા ભાગદાર વહેંચણ કરવા ચાહે (તો) વરસ ૧ સુધી વાટ જુએ ને પછી પંચાતના પટેલીઆ મેળવીને વેહેચણ કરે ને પરદેશ ગયલાનો ભાગ પંચ લોકની સમજમાં આવે ત્યાં અનામત મુકે, ને તે આવે ત્યારે તેને આપે; ને વધતા વરસ થાય ને નહિ આવ્યો અથવા ખબર અંતર નહિ આવી ત્યારે બીજા ભાગદારોને પાછો આપે સહી.

૧૧ વેહેચણ કરતી વખત કોઇ બાળક છે તથા કુંવારો છે ત્યારે તેના ખરચ જોગો

ભાગ વધતો આપે, ને તેને ભરણુ પોષણુ કરતુ હોય તો તે ભાગ સંભાળે પંચ લોકના કહયાથી.

૧૨. બાપ મુઆ પછી દીકરાઓ વેહેચણુ કરે તો માની રજા જોઇએ છે, ને માનો હિસ્સો બરાબર છે

૧૩ બાપ જીવતા દીકરા સાથે વેહેચણુ થતી નથી

૧૪. બાપ છતા વેહેચણ થતી નથી

૧૫. બાપના કરજ છતાં દિકરાથી વેહેચણુ થાય નહિ ને વેહેચણુ કરે તો કરજદારનું મન મનાવે.

૧૬. ગોરપદાના સવાલનો જવાબ અમારામાં નથી

**બીજા તડનો જવાબ.**

૧૪ બાપ છતાં દીકરાથી વેહેચણુ થઈ શકતી નથી પણ દાદાનો માલ હોય તો ધર્મ શાસ્ત્ર પ્રમાણે વેહેચી શકે છે.

## ન્યાતબહાર બાબત

૧ અમારી ન્યાતમાં ન્યાતબહાર મુકે છે તે પંચાયતના શિરસ્તેથી બેજા ચાલ ચાલે છે તેને ન્યાતબહાર મુકીએ છીએ, ને જે વટલ્યો છે ને તેને ન્યાતબહાર મુકયો તે ન્યાતમાં લેવાતો નથી.

૨. કોઈ શખસ પોતાનો ધર્મ છોડીને નીચનો ધર્મ પાળે, ત્યારે તેને ન્યાતબહાર મુકે, તેના માબાપને કાંઇ નહિ, ને માબાપ એકઠા જમાડે તો માબાપ સુદ્ધાંને ન્યાતબહાર મુકે.

૩. કોઇ શખસના ઉપર કોઇ તહોમત મુકે ત્યારે તહોમતની તજવીજ કરી સાબીતી કરીને ન્યાતવાળા ન્યાતબહાર મુકે છે, ને તહોમતની શાબીતી નહિ ઠરી ત્યારે ન્યાતવાળા લોકો તહોમતના મુકનારને પુછે છે

૪. ન્યાતબહારિયા સાથે ન્યાતની તરફનો વેહેવાર કરવો નહિ.

૫. ન્યાતબહાર તથા પંકિત બહારમા કાંઇ તફાવટ નથી, તે ન્યાતજ બહાર.

૬. થોડી તકસીર વાસ્તે પંક્તિ બહાર મુકાતો નથી ને મુકવો પડે તો ન્યાતબહાર મુકાય છે.

૭. પંકિત બહાર મુકતા નથી, ન્યાતબહાર મુકાય છે, તેના છોકરા પરણુતા નથી, ન્યાતમાં આવ્યો હોય ત્યારે પરણે, ને ન્યાતબહાર વટલી ગયો છે ને તેના છોકરા તેનામાં છે તો તે પરણે કયાંથી ?

૮. જે શખસ ન્યાતબહાર છે તેને બીજા શખસ જમવા તેડે નહિ, ને તેડે તો પંચનો ગુહનેગાર, અથવા તેની તરફદારી જે કોઇ કરે તે બમણી ગુનેગારી આપે.

૯. ન્યાતબહારિયાને પટેલ યાને પટેલ તથા પંચાયત મળીને ન્યાતમાં લઇ શકે છે.

૧૦. ન્યાતબહાર રહીને મરી જાય ત્યારે તેનું એ કરવું જે તેના સગા હોય તે ન્યાતવાળાને કેહેવડાવે ત્યારે ન્યાતવાળા બાળવાની ને ક્રિયાશ્રાદ્ધ તેના સગાં કરે.

૧૧. એનો જવાબ ઉપરની કલમમાં આવ્યો ને પુતળ કરવાનો ચાલ નથી.

**બીજા તડનો જવાબ.**

૧. અમારી ન્યાતમાં જે કોઇ બેજા ચાલ ચાલે તેને ન્યાતબહાર મુકવો ને રૂા૦ ૦ાથી તે રૂા૦ ૧૧ સુધી પંચની નજરમાં આવે તે પ્રમાણે દંડ લેવો ઠરાવે તે આપે પછી ન્યાતમાં લેવો, ને તે જ્યાં સુધી દંડ ન આપે ત્યાં સુધી ન્યાતબહાર રહે.

# ન્યોતી આચાર બાબત

૧ અમો કાલીકાના સ્થાપિત છઇએ, ને ધર્મ વૈષ્ણવી પાલીએ છીએ ને અમારામાં જુદો ગ્રંથ નથી.

૨ કુલદેવીનો ઓચ્છવ આશોસુદ ૧૪ સં વરસોવરસ કરીએ છીએ ને તેનો ખરચ ઘેરઘેરથા સાવા લઇને હરેકવાડીમાં જુદા જુદાં રાંધી ખાઇએ છીએ ને છ મુખનો પટેલ તથા આશામાઓ રૂ. ૦॥ અડધો આપેછે, ને તેમાંથી તેજ વાડીમા માતાનો હવન કરીએ છીએ ને પછી છ મુખનો પટેલ તથા રૂ ૦॥ આપેલી આશામી આવે તેની મદારત કરીએ છીએ ને જે કોઇ અમારા ગળીઆરાનો કીસબ કરવા ચાહે તે છ મુખના લોકોને ઉજનણી આપે, નેપછી ગળીઆરાનો કીસબ કરે.

૩ ન્યાતના વાસણ ભટ મુળજી ગોરને ઘેર રહે છે, ને તે પચની ઉપજમાથી બનાવ્યા છે ને તે ન્યાતના લોકને ઘેર ખરચ આવે ત્યારે જ વાસણ જોઇએ તે ( ત્યારે ) ગોર મુળજી ભટને ત્યાંથી લઇ જાય ને ખરચ થઇ ચુકયો એટલે તુરત મુકી જાય છે, ને ભટનું કોઇ પાસે લેહેણું હોય તે ભટને રાજી કરીને વાસણ લઇ જાય છે,

૪. ન્યાતી ભોજનમાં બંદોબસ્ત એ છે જે, આગલે દહાડે ખરચ કરનાર ધરધણી સોપારી લઇને પટેલને ઘેર આવે ને પછી પટેલ પંચાયતની પહેડીમા પાચ જણને બોલાવી વિચાર કરીને ન્યાતગોરને સોપારી વેહેચવાની રજા આપે એટલે ન્યાત બીજે દહાડે જમવી સહી થઇ ને જમે તે દહાડે અનોજા પાળે છે, ને ગોર તેડા કરે ત્યાર પછી બૈરાની પંગત જમે છે, ત્યાર પછે મરદની જમવાની વખત થઇ એટલે ધરધણી પાણીનો લોટો લઇને જાય, ને તેમાં પટેલ આંગળી બોળે એટલે સર્વે લોકોની પંગત ભરાય છે ને સર્વેને પીરસી રહ્યા પછી રસોઇનો કરનાર જે બોલાવે એટળે સર્વે જમવા માંડે છે, ને મોહોઇ જમી રહ્યા પછી ખરચ કરનાર ધરધણી ગોરને બોલાવીને રૂ. ૦॥ની પાઘડી બંધાવે છે, ને ત્યાર પછી ધરધણી પરસાદી પીરસે ને ત્યાર પછી દાળ ભાત કહાડે છે એ હરેક શુભ કારજની ન્યાત જમાડે ત્યારે ખરચ કરનાર ધરધણી ફુલનો પંખો કરાવીને ન્યાતના બૈરાને બૈરી વા નાંખે છે ને મરદને મરદ વા નાંખે છે.

૫ જે લોક પીરસવા રહે છે તે ધરધણી રાખે ને રહે છે, ને બૈરા તથા મરદ ઉઠી ગયા પછી પીરસનાર જમે છે, ને મરદ તથા બૈરાના પીરસનાર એકજ છે.

૬. પરગામવાળા તથા આસપાસના ગામવાળા પરોણાને ન્યાતની જોડે જમાડવાનો ચાલ છે.

૭. ન્યાતી ભોજન ધરધણીને ગમે તે કરાવે છે, ને વહેવાર ભોજન જેને ગમે તે કરે છે, તથા ન્યાતના નોતરાં ગોર સોપારી આપે છે એ ન્યાતના નોતરાં, તથા વહેવાર ભોજનનાં નોતરાં ધરધણી ગમે તેની પાસે દેવાડે છે.

૮. અમારી ન્યાતમાં નોતરીઓ ન્યાતગોર મુલજી ભટ છે તેના નોતરા દીધામાં એ હક છે જે રૂ૦ ૦॥ રોકડો પાઘડીનો કલમ ૪ માં લખેલી વખતે આપે છે, તથા સીધાં પાંચ આપે તથા રૂ. ૨) માસ્તાનના આપે, જુમલે રૂ. ૨॥ થાય તે આપે, તથા એક દહાડે બે વખત ન્યાત જમે, બપોરે તથા સાંજે ત્યારે રૂ. ૧)ની પાઘડી મુળજી ભટને બંધાવે છે, નહીતો ઉપર લખ્યા પ્રમાણે પાઘડી બંધાવે છે.

૯. હરેક કામમાં પોતાની ખુસી પ્રમાણે કરે, ન્યાત જમાડવાનું કાંઇ મુકરર નથી, જમાડે તો પોતાની ખુસી

૧૦. એ સવાલનો અમારામાં ચાલ નથી,

૧૧. અમારી ન્યાતમાં લહાણું મળે તો વહેંચે, નહી મળે તો કાંઇ નહિ.

૧૨. જે શખ્સ પરગામથી કન્યા પરણી લાવે છે તેના ઉપર જુદો સીરસ્તો નથી, ને પરગામવાળા સાથે કન્યા આપવા લેવાનો એ બંદોબસ્ત છે જે, પરગામવાળા પોતીકા ગામનો ચાલ લે છે. ને અમે અમારા ચાલ પ્રમાણે રીત લઇએ છીએ, ને પલ્લું તો બોલના બને તે પ્રમાણે લેવાય છે.

૧૩. શેઠ અમારામાં નથી ને પટેલીઆ છે તેનો કાંઇ હક નથી

૧૪. હમારી ન્યાતમા ન્યાતગોર બદલાય નહિ, ને હરેક કામમાં ન્યાતગોરનો હક એ છે જે, વેહેવાના ચાંદલાની વખત વર પાસેથી પૈસા નવ તથા કન્યા પાસેથી પૈસા સાત તથા ન્યાત જમે ત્યારે રૂ. ૦ાા ને પાચ સીધાં આપે છે તથા રૂ ૨) માસ્તાનની ન્યાતના, જુમલે રૂ. ૨ાા નો, ને કદાપિ ઉભી ન્યાત બપોરે તથા સાંજે જમાડે તો જુમલે રૂ ૩) આપે, ને સીધાં પાંચ પણ આપે. તથા લગનમા વર પાસેથી રૂ ૧) દાપાનો તથા પેહેલી થાળીમાં પૈસા નાખે છે તે કુળ ગોર લે છે, ને બીજી વખત થાળીમાં પૈસા નાખે છે તે ન્યાતગોર લેછે, તથા વરસ વીત્યા પછી નાનરૂં કરે તો રૂ ૧) આપે છે, ને વરસ દહાડાની અંદર કરે તો રૂ. ૨) આપે છે, તથા સમસ્ત ન્યાતની જેટલી ઉજાણી કરે ત્યારે રૂ ૦ાા આપે, તથા કુળદેવી કાળકાનો હવન કરીને ઉજાણી કરે છે ત્યારે રૂ. ૧) ને ધોતીઉ એક આપે છે.

બીજા તડનો સુધારો.

૩. ન્યાતના વાસણ પંચની નજરમાં આવે તેને ઘેર મુકે છે, ને તે પંચની ઉપજમાંથી બનાવ્યા છે, ને ન્યાતના લોકને ઘેર ખરખરચ આવે ત્યારે વાસણ લઇ જાય છે, કોઇથી અટકાવ થઇ શકતો નથી, ને ખરચ થઇ ચુકયો એટલે તુરત મુકી જાય છે

૧૪. ન્યાતગોર સર્વે ન્યાતની અનુમતીથી બદલવા ચાહે તો બદલાઇ શકે છે, ને હરેક કામમાં ન્યાતગોરનો હક એ છે જે, વહેવાના ચાંલ્લાની વખત વર પાસેથી પૈસા ૯ તથા કન્યા પાસે પૈસા ૭ તથા ન્યાત જમે ત્યારે રૂ ૦ાા ને પાંચ સીધાં આપે છે, તથા રૂ. ૨) માસ્તાનની ન્યાતના જુમલે રૂ. ૨ાા આપે છે, ને કદાપી ઉભી ન્યાત બપોર તથા સાંજે જમાડે તો જુમલે રૂ. ૩) આપે, ને સીધાં ૫) પણ આપે તથા લગનમાં વર પાસેથી રૂ. ૧) દાપાનો, તથા પેહેલી થાળીમાં પૈસા નાંખે છે તે કુળગોર લેછે, તથા વરસ વીત્યા પછે નાનરૂં કરે તો રૂ. ૧) આપે છે, ને વરસ દહાડાની અંદર કરે તો પણ રૂ. ૧) આપે છે, તથા સમસ્ત ન્યાતની જેટલી ઉજાણી કરે ત્યારે રૂ. ૦ાા આપે, તથા કુળદેવી કાળકાનો હવન કરીને ઉજાણી કરે ત્યારે રૂ. ૧) ને ધોતીઉં ૧ આપે છે.

## દત્તક પુત્ર બાબત

૧. અમારામાં દત્તક પુત્ર લેવાનો ચાલ નથી તો શાસ્ત્રની વિધિ શું લખીએ ?

૨. પાળક પુત્ર લેવાનો ચાલ છે, પણ વિધિ કરીને લેવાનો ચાલ નથી, ને કારણ તો પોતાને પેટે સંતતિ ન હોય તો પાળક પુત્ર લઇ શકે છે.

૩. પાળક પુત્ર લેવાનો વિધવાને અધિકાર છે પણ ધણીના કુટુંબીમાંથી હરકોઇને રાજી કરીને લે તેમાં બીજા સગાં વહાલાની રજા લેવાની જરૂર નથી.

૪. ધણીના કુટુંબી છતાં વિધવાથી કોઇને પાળક પુત્ર લેવાય નહિ ને અગર લે તો રદ થઈ શકે છે.

૫. પાળક પુત્ર ધણીના કુટુંબમાંથી હરકોઇને લીધામાં આવે છે, ને અગર ધણીના કુટુંબીમાં લેવા યોગ્ય ન હોય તો દોહિત્ર ને લઈ શકે છે, ને એટલામાં કોઈ ન હોય તો ન્યાતમાંથી હરકોઇના છોકરાને પાળક પુત્ર લઈ શકે છે, ને સગા બાપને બીજો દીકરો હાજર નહોય તો એઉ બાપની ક્રિયા કરી શકે છે, ને પાળક પુત્ર સગા બાપના માલમાંથી હીસ્સો લઈ શકે છે, પણ આપી શકતો નથી.

૬. પાળક પુત્ર સગા દીકરાના જેવો પાળક બાપનો વારસો હર તરેહથી લે છે.

૭. પાળક પુત્ર લીધો ત્યાર પછી સગો દીકરો પેદા થયો ત્યારે પાળક પુત્રને બરાબર હિસ્સો મળે છે.

૮. વિધવા બૈરી પાળક પુત્ર લે તેનું કારણ એ છે જે, પોતાના ધણીનું નામ રાખવા સારૂં, તથા પોતે મુઆ પછી ઉત્તર સાધન કરવા સારૂ લે છે.

### બીજા તડનો સુધારો.

અમારી ન્યાતમાં દત્તક પુત્ર તથા પાળક પુત્ર આજ સુધી કોઇએ લીધો નથી તો તેનો વિધિ તથા શિરસ્તો શું જાણીએ ! વાસ્તે એના જવાબ લખ્યા નથી.

## પરચુરણ બાબત,

૧ લગનમાં વરના કુળગોરને વરનો બાપ આપે છે તેની તપસીલઃ—

૦॥ ગણપતી પુજા વગેરે માંડવા મુરત સુધાં રૂ ૦॥

૧) ગૃહશાતકનો રૂ ૧)

૦॥ ગ્રહશાંતીના શાકીલનો રૂ ૦॥

૪) પરણતી વખત દાપાનાં રૂ. ૪)

૦॥ પરણતી વખત પરચુરણ પૈસાનો રૂ. ૦॥

૦॥ ભુરસીનો રૂ ૦॥ તે સર્વે વહેંચી લેછે

૧) રન્નાદેવ વાવેલાં હોય તો તેનો રૂ. ૧)

૦।૬ સગાં સાથે ગોરવ આપે તો તેના પૈસા ૨૬)

૦॥૬ ન્યાત સાથે ગોરવ આપે તો તેનો રૂ. ૦॥ ૬, ને પૈસા ૭ લેછે.

લગનમાં કન્યાના બાપના કુળગોરને કન્યાનો બાપ આપે છે તેની તપસીલઃ—

૦॥ ગણપતી પુંજા વગેરે માંડવા મુરતનો રૂ. ૦॥

૧) ગ્રહશાંતીનો રૂ. ૧)

૦॥ ગ્રહશાંતીના શાકીલનો રૂ૦ ૦॥

૩॥ પરણતી વખત દાપાંના રૂ. ૩॥

૦॥ પરચુરણ પૈસાનો રૂ. ૦॥

૦৷ ભુરસી દક્ષણાનો રૂ. ৷ તે વહેચ્યા લે.

અધરણીમાં વરના કુળગોરને વરવાળો આપે છે તેની તપસીલ:—

૧৷ ૬ ખોળો ભરાવે તેનો રૂ. ૧) ને છવીસ પૈસા લેછે

০৷৷ રંન્નાદેવ વાવે તો રૂ. ০৷৷ આપે છે

ક્રિયામાં કુળગોરને આપે છે તેની તપસીલ.—

૨৷৷ અગીયારમાં સારવા જાય ત્યારે રૂ. ૨৷৷ આપે છે.

০৷৷ અગીઆરમાના શાહિત્યનો રૂ. ০৷৷

૧) બારમે ધડા ભરામણીનો રૂ ૧)

০৷৷ દશાથી તે તેરમા સુધીમા પરચુરણ પૈસાનો રૂ. ০৷৷ આપે, ને એમ કરતાં ક્રિયા ખરચમાં ન્યાત ન જમાડે તો રૂ. ૧) એક ઉપર લખ્યા કરતાં ઓછો આપે

০৷৷૧૩ વરસીમા પરચુરણ પૈસા સુદ્ધા રૂ. ০৷৷ ૧૩.

ઉપર લખેલા સિવાય હરેક કૃત્ય જજમાનને ઘરે આવે ત્યારે કુળગોરને પોતાની ખુશી પ્રમાણે આપે છે. બીજું ઉપર જે જે હક લખેલા છે તેમાંથી માન્તાન તે કુળગોર અસલના ધારા પ્રમાણે આપે લે છે.

૨. પોતાનું ગામ અથવા શહેર છોડીને જાય અથવા કોઇ શખ્સ આવે ત્યારે તેનો કુળગોર જે ન્યાતગોર હોય તે થાય છે, ને તેમાથી જે આપવું ઘટે તેને હિસ્સે પડતું આપે છે, ને કદાપિ કુળગોર સાથે હોય તો ન્યાતગોરનું પોહોંચતું નથી.

૩. કોઇ શખ્સને પોતાના વારસ સાથે અણબનાવ હોય અથવા વારસ નાલાયક હોય તો પોતાનો માલ કોઇ અત્રાપીને ખરચવા સારૂં તથા વારસના હક વારસને આપવા સારૂ વસિયતનામું કરી આપવા ચાહે તો ધણી મુખત્યાર છે

૪. કોઇ શખ્સને ત્રણ ચાર વારસ છતા એક વારસ ઉપર ખુશી હોય તો વસિયતનામું કરી આપવામાં ધણી મુખત્યાર છે: પણ સ્થાવર માલ એકને સઘળો અપાય નહિ.

૫. કોઇ વિધવા સ્રી સંતાન રહીત છે, ને તે સ્રીથી પોતાના પીત્રાઇ વારસ છતાં પોતાનો માલ કોઇને દાનથી, રાહથી વા કૃષ્ણાર્પણથી અપાય નહિ; પણ ભુખે મરે તો ક્રિયા ખરચ જેટલું રાખીને ગારવી મેલવા ચાહે તો મેલી શકે છે

૬. અમારામાં લગનમાં બપોરે ગોરવ કોઇ શખ્સ જમાડે તથા સાંજે ન્યાત જમાડે તો વરનો બાપ રૂ. ૫) રોકડા કન્યાના બાપને ઘેર મોકલાવે છે, અથવા સાંજે સગાં સાથે એકલો ગોરવ આપે તો રૂ. ૨৷৷ કન્યાના બાપને ઘેર મોકલાવે છે.

૭ અમારામાં પટેલીઆને તથા ન્યાત ગોરને જે કોઇ નાલાયક ગાળ દે તેને પટેલ વગેરે પંચાયત પુછી શકે છે.

૮. અમારી પંચાયતની તરફથી સર્વે કામમાં પટેલ વગેરે જણ ૫ આ જવાબ મધ્યે દરજજા પ્રમાણે પહેલી સહીના કરનારને પંચે મળીને મુખત્યારી સોંપી છે, તે કરે તે અમારે સર્વે પંચને કબુલ છે.

૯. સંવત ૧૮૭૬ના સાલમાં સર્વે પચ મળીને છાપાના કાગળ ઉપર બંદોબસ્ત

કરીને ન્યાત ગોરને ઘેર મુકેલો છે, તેમાં જે જે બાબતો લખી છે તે સર્વે અમારે કબુલ છે.

૧૦. વહેવા કરે ત્યારે પેહેલે વરસે સુખડીના રૂા. ૨ (પહેલે વરસે) કન્યાના બાપને વરનો બાપ આપે, ને ત્યાર પછી વરસ ૧૨ સુધી દર વરસે રૂા. ૧) એક લેખે કન્યાના બાપને વરનો બાપ આપે.

૧૧. પરણ્યા પછી હોળીની ધીમ કરે ત્યાને વરનો બાપ હોઢણી દોરીઆની રૂા૦ ૧ાની રંગાઇ સુદ્ધાં કન્યાને આપે તથા ચીરડી ૧ રૂા. ૫)ની પરણ્યા પછી વરને ત્યાથી કન્યાને આપે

૧૨. પંચાયત મેળવવાને બ્રાહ્મણ ફરે, ને ત્યાં કોઇ ન આવે તેને પચાયત પુછી શકે છે.

૧૩. ચોમાસા મધ્યે કથા સાત દહાડાની પચાયત તરફથી મંડાવે છે, તેનો ખરચ પટેલ હોય ત્યારે પટેલને માથે છે, ને ઘર દીઠ સીધુ એક આપવાનો ચાલ છે ને પટેલ ન હોય ને અનામતી પટલાઇ હોય ત્યારે ખરચ રૂા. ૪)નો થાય છે, તે પચાયતને માથે છે.

સહી.

**૧ ભટ મુળજી સેવકરામ સહી.**

**૧ બંધારા સામદાસ મકનદાસ**

**સહી. દ. લખમીદાસના છે.**

વગેરે સહીઓ એકસો ને બાવીસ છે.

સવત ૧૮૮૫ના જેઠ વદ ૯ વાર ગરેઉએ કાગળ સહી કર્યો છે.

## બીજા પક્ષનો સુધારો.

૭. ન્યાતનો મેળો થાય તે જગાએ જે કોઇ માંહો માંહે નાલાયક ગાળોથી લડે તો તેને પંચાયત પુછી શકે છે.

૮. પંચના કામમાં પંચ મુખત્યાર છે, ગમે તે કરે અગર પંચની નજરમાં આવે, ને હવે પછી પાંચ ભલા આદમી ન્યાતના પંચનો બંદોબસ્ત તથા શિરસ્તો ચલાવવા સારૂ કરીએ તો થઇ શકે છે; ને તેજ શખ્સ ન્યાતનો શિરસ્તો તોડી જુલમ કરી પંચના લોકને હરેક તરેહથી દુખી કરે તો પંચવાળા તેને બદલવામાં મુખત્યાર.

૯. સવત ૧૮૭૬ના સાલનો કાગળ કરેલો છે, તે દગાબાજીથી કરેલો છે તેથી તે કાગળ અમારે સર્વેને ના કબુલ છે. એણી વિગતે ઉપર કલમો લખી છે તે સર્વે અમારે કબુલ મંજુર છે, ને બાકીની વાજબી શિરસ્તાની કલમો ને કાગળ મધ્યેની કબુલ છે.

તા. ૧ લી ઓગષ્ટ સન ૧૮૩૧ અંગ્રેજી, સંવત ૧૮૮૭ના આષાડ વદ ૮ ને સોમે.

સહી.

**૧ ગળી. ભીખા રણછોડ સહી.**

**૧ ગળી. નથુરામ મોતીચંદ સહી,**

# અરજીઓ, મથાળાંઓને વધારાઓ

ન્યાતે નાગર બંધારાનો જવાબ આપ્યો છે. તારીખ ૨૭મી જુન શને ૧૮૨૯ ને જેઠ સુદ ૧૧ વાર સનેઉ સંવત ૧૮૮૫ ના, ન્યાતે નાગર બંધારા સમસ્ત પંચાયત તડ ૩ ગુણી-આરા તથા બંધારા તથા અમદાવાદી જુમલે તડ ૩ થઇને સમસ્ત પચાયતના શિરસ્તાનો જવાબ.

### બીજા પક્ષનું

અમો ન્યાતે નાગર બંધારાના તડ ત્રણ ગલીઆરા તથા બંધારા તથા અમદાવાદી જુમલે તડ ત્રણ થઇને પંચાયતનો શિરસ્તો પ્રથમ આપેલો છે તેમાં અમ લોકોના એકડા છે, પણ ચાર પાંચ જુચ્ચા એકડા થઇને કેટલીએક કલમો અમને વચાવ્યા વગર દગાબાજીથી અમો ગરીબ લોકોને ખરાબ કરવા સારૂ ઉલટી લખી છે તે કલમો અમારે ના મંજુર છે, ને તેના અવેજમાં બદલીને બીજી નીચે શિરસ્તાની કલમો લખી છે તે અમારે સર્વેને કબુલ મંજુર છે.



આ આજ્ઞાલેખ આજથી સો (૧૦૦) વર્ષ ઉપરનો છે ને તે ફક્ત ("સુરત વાશીને માટેજ છે") આવો વિક્ષેપ કોઇ અન્ય સ્થાનવાશી કરે તો તેના જવાબમાં કહેવાનું કે એ વાત ખોટી છે. શ્રી નાગર બધારાજ્ઞાતિ માટે એ આધાર ભુત ગણાઇ ગયો છે ને જે ઓરીશરે એ લેખ દફતરે ન્યાય ખાતર ગણ્યો તે તમામ સમસ્ત આપણી જાત કે જે બ્રીટીશ ગવર્નમેન્ટના તાબામાં છે, તેને માટેજ એ લેખને સરકારે આધારભુત ગણ્યો. ત્યારે અન્ય સ્થાન વાશીઓને તેના ઉપર વિક્ષેપ નાખવાનું કાઇ પણ કારણ વાસ્તવીક નથી. એ પોતાના જ્ઞાનના પ્રતાપે શબ્દો કાહાડે તે ફોકટ છે કારણ તકરાર ઉત્પન્ન થયે સરકાર આ લેખ ઉપરજ આધાર રાખશે.

### કવ્વાલી.

"ધોરણ આ પુર્વનું સુણતાં ગણો શું તુચ્છ સ્વાત્માને,
કરીને કામ કાયરનું પડો પાયે વિધાતાને. ૧
કપાળે કર દઇ આડો કરો જો અજની આશા,
નથી મુખત્રાપ મુકવાની પડી પરવા વિધાતાને ૨
જીવન આ જહાંજને મુંકી ફર્યા કરતાં વિલાશોમાં,
સરે ના સ્વાર્થ જોવાથી શરણ કો દી વિધાતાને. ૩
અભાગી દૈવ્ય દરિયામાં પવન જ્યાં પાધરો છે,
સમય આળશ મહીં ખોઇ પછી જાચો વિધાતાને. ૪
કિનારે જે તુફાન લાવે ખડકમાં તેજ અથડાવે,
ગઇ તક ના ફરી આવે, વગોવો શું વિધાતાને. ૫
મુસાફરી [illegible], મુંકી સુદ્ધ માર્ગે બેશી રહો,

થઇ નિરાશ શાને કહો, ગમ્યુ જેવું વિધાતાને. ૬
નથી તકદીર કંઇ વાંકું બધી તકસીર તદબીરની,
કરો નહિં યત્નને આરોપ, આપો છું વિધાતાને. ૭
મનન વિલાશનું ભુલી. પ્રીતિ પુર્ષાર્થથી સાંધી,
કાયરતા વીર ત્યાગીને, જીતી લેજો વિધાતાને.

વાર્તા વારિધીમાંથી.

આદિ અંતથી આ જાતિ કલ્પવૃક્ષ શ્રી ઇશ્વરીએ નિમિતરૂપે પુરોહિતોને સોંપી તેની રક્ષા કરવા માટે સુચના કરવામાં તેમને આવી હતી પણ તે પુરોહીતો હજુ સુધી વક્ષ ઉપર સત્તાનો હક ધરાવે છે પણ સંભાળની બાબતમાં હવે હીરણ્યગર્ભ દક્ષીણુંમ સમરપીયામીના લોભમાં પોતાની બજાવાની ફરજ અદા કરી શકયા નહિં. ને કલ્પ તરૂમાં ઉધાઇ જેવી ઠેકાણે સડો (કલેશ, દરિદ્રતા, અધમતા) વીગેરેનો લાગવાથી આમદાનીના ફળમાં ઘટારો થયો છતાં હજુ તેઓ વૃક્ષ તરફ નજર રાખતા નથી. એ કેવો દુર્ભાગ્ય સમય સમ્પાદક થયો જો હજુ પણ તેઓ કાઇ ઉપદેશ રૂપી શાત જળનું સિંચન કરે તો કુલ્પવૃક્ષ તરૂ નવપલ્લવ બને તો ફાયદો એમનેજ છે માટે તેઓ શાંત બુદ્ધીથી પોતાના વૃક્ષ તરફ મીઠી નજર ફેંકીને નીપજતા ફળનો લાભ લેશે એવી શ્રી દેવી પ્રત્યે હમારી પ્રાથના છે તે હે ઇશ્વરી સફળ કરો

## ભૈરવી.

હરિ ૐ શ્રી માં તું કાળી, (૨)
તમો જગતમાં માયા પ્રસારીરે ...હરિ ૐ
સત, રજ, તમ ત્રીગુણ બનાવ્યા, ત્રીગુણી શક્તિ ગણાણી,
તારી અદભુત લીલા વાણી, તુને ભક્તજનોએ જાણીરે. હરિ ૐ ૧
બ્રહ્મા વિષ્નુ: રૂદ્રદેવ થયા તે બ્રહ્માની બ્રમાણી,
હારે રૂદ્રની રૂદ્રાણી શ્રી વીષ્નુની લક્ષ્મી સ્યાણીરે. હરિ ૐ ૨
ત્રીગુણની દોરી ચાક ચડાવે, કરમ ભમરડો ભારી,
દીધો સતગુરૂએ ખાળી થઇ દ્રસ્ય સેવક આભારીરે. હરિ ૐ ૩

## દોહરો.

ભણવું ગણવું બોલવું એ ત્રણે વાતો છે સહેલ,
પણ તન મન ધન વશકરણ ગગન ચઢન મુસ્કેલ.

લી૦ પ્રયોજક.

સેવકલાલ પરસોતમદાસ.